શ્રી

# જૈન મધુર બાલ સ્તવનાવલી.

ભાગ ૧ લો.

શ્રી ડીસા જૈન મંડલી માટે
છપાવી પ્રસિદ્ધ કરનાર
પરી. પુનમચંદ મગનલાલ
પાટણ નીવાસી.

મુંબઇ.
"શાન્તિ સુધાકર" પ્રેસ, ભીંડીબજાર.

સંવત ૧૯૫૫. સને ૧૮૯૯.

કીંમત રૂ ૦–૩–૦ (ત્રણ આના) કલદાર.

# પ્રસ્તાવના.



સર્વે જૈન બંધુઓને વિનંતી કરવામાં આવેછે કે હાલના વખતમાં નાની વયના જૈન બાળકોને નાટકના ગાયનો ઊપર વધારે શોખ હોવાથી તેમાં ગુલતાન રહેછે તેમાંથી દુર થવા અને જીનેશ્વરના ગુણ ગાન કરવામાં તત્પર રહેવા ખાતર નાટકની ઢબના રાગનાં ગાયનો તૈઆર કરી આ મંડલી તરફથી "જૈન મધુર બાળસ્તવનાવલીનો ભાગ પહેલો" બાહાર પાડવામાં આવ્યોછે માટે સર્વ જૈન બંધુઓ આ ચોપડીનો લાભ લેસો એવી આશાછે.

આ પુસ્તક મેં મારી અલ્પ મતિથી બનાવ્યું છે તો તેની અંદર કાંઇ ભુલચુક થઇ હોય તો સુધારી વાંચવા કૃપા કરસો. એવી મારી સર્વ જૈન બંધુઓ પ્રત્યે વિનંતી છે.

ચોપડી રખડતી મુકી આશાતના કરવી નહી.

સંવત ૧૯૫૫ માસ આસો
ડીસા શહેર

લા.
પરી. પુનમચંદ મગનલાલ.
પાટણ નીવાસી.

# વર્તમાન અવસર્પીણી કાળમાં ત્રેસઠ સલાકી પુરૂષો થયા તે કયા કયા તીર્થંકરોના વારે કોણ કોણ થયા તેમનો તથા તેમનાં આયુષ્ય વિગેરેનો કોઠો.

| તીર્થંકરનું નામ | સમકીત પામ્યા પછી કેટલા ભવે સીધી વર્યા. | ચક્રવાર્તિ | વાસુદેવ | બલદેવ | પ્રતીવાસુદેવ | સરીરની ઉંચાઈ | આયુષ્ય |
|---|---|---|---|---|---|---|---|
| શ્રી રૂષભદેવ | ૧૩ | ભરત | ૦ | ૦ | ૦ | ૫૦૦ ધનુષ્ય | ૮૪૦૦૦૦૦ પુરવ |
| ,, અજીતનાથ | ૩ | સગર | ૦ | ૦ | ૦ | ૪૫૦ ,, | ૭૨૦૦૦૦૦ ,, |
| ,, સંભવનાથ | ૩ | ૦ | ૦ | ૦ | ૦ | ૪૦૦ ,, | ૬૦૦૦૦૦૦ ,, |
| ,, અભિનંદન | ૩ | ૦ | ૦ | ૦ | ૦ | ૩૫૦ ,, | ૫૦૦૦૦૦૦ ,, |
| ,, સુમતીનાથ | ૩ | ૦ | ૦ | ૦ | ૦ | ૩૦૦ ,, | ૪૦૦૦૦૦૦ ,, |
| ,, પદ્મપ્રભુ | ૩ | ૦ | ૦ | ૦ | ૦ | ૨૫૦ ,, | ૩૦૦૦૦૦૦ ,, |
| ,, સુપાર્શ્વનાથ | ૩ | ૦ | ૦ | ૦ | ૦ | ૨૦૦ ,, | ૨૦૦૦૦૦૦ ,, |
| ,, ચંદ્રપ્રભુ | ૩ | ૦ | ૦ | ૦ | ૦ | ૧૫૦ ,, | ૧૦૦૦૦૦૦ ,, |
| ,, સુવિધિનાથ | ૩ | ૦ | ૦ | ૦ | ૦ | ૧૦૦ ,, | ૨૦૦૦૦૦ ,, |
| ,, સીતલનાથ | ૩ | ૦ | ૦ | ૦ | ૦ | ૯૦ ,, | ૧૦૦૦૦૦ ,, |
| ,, શ્રેયાંસજીન | ૩ | ૦ | ત્રીપૃષ્ટ | અશ્વગ્રીવ | અચલ | ૮૦ ,, | ૮૪૦૦૦૦૦ વર્ષ |
| ,, વાસુપુજ્ય | ૩ | ૦ | દ્વિપૃષ્ટ | તારક | વીજય | ૭૦ ,, | ૭૨૦૦૦૦૦ ,, |

| તીર્થંકરનું નામ | સમકીત પામ્યા પછી કેટલા ભવે સીધી વયા. | ચક્રવર્તિ | વાસુદેવ | બલદેવ | પ્ર. વા. દેવ | શરીરની ઉંચાઇ | | આયુષ્ય | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| શ્રી વિમલનાથ | ૩ | ૦ | સ્વયંભુ | મેરક | સુભદ્ર | ૬૦ | ધનુષ્ય | ૬૦૦૦૦૦૦ | ,, |
| ,, અનંતનાથ | ૩ | ૦ | પુરૂષોત. | મધુકૈટભ | સુપ્રભ | ૫૦ | ,, | ૩૦૦૦૦૦૦ | લક્ષવર્ષ |
| ,, ધર્મનાથ | ૩ | ૦ | પુરૂષસી. | નીસુંભ | સુદર્શન | ૪૫ | ,, | ૧૦૦૦૦૦૦ | ,, |
| ૦ | ૦ | મઘવા | ૦ | ૦ | ૦ | ૪૨॥ | ,, | ૫૦૦૦૦૦ | ,, |
| ૦ | ૦ | સન્તકુમાર | ૦ | ૦ | ૦ | ૪૧॥ | ,, | ૩૦૦૦૦૦ | ,, |
| શ્રી શાન્તીનાથ | ૧૨ | સાંતિનાથ | ૦ | ૦ | ૦ | ૪૦ | ,, | ૧૦૦૦૦૦ | લક્ષવર્ષ |
| ,, કુંથુનાથ | ૩ | કુંથુનાથ | ૦ | ૦ | ૦ | ૩૫ | ,, | ૯૫૦૦૦ | હજાર વર્ષ |
| ,, અરનાથ | ૩ | અરનાથ | ૦ | ૦ | ૦ | ૩૦ | ,, | ૮૪૦૦૦ | ,, |
| ૦ | ૦ | ૦ | પુ૦પું૦ | બોલ | આનંદ | ૨૯ | ,, | ૬૫૦૦૦ | વર્ષ |
| ૦ | ૦ | સુભુમ | ૦ | ૦ | ૦ | ૨૮ | ,, | ૬૦૦૦૦ | ,, |
| ૦ | ૦ | ૦ | દત | પ્રલ્હાદ | નંદન | ૨૬ | ,, | ૫૬૦૦૦ | વર્ષ |
| શ્રી મલ્લીનાથ | ૩ | ૦ | ૦ | ૦ | ૦ | ૨૫ | ,, | ૫૫૦૦૦ | ,, |
| ,, મુનીસુવ્રત સ્વામી | ૩ | મહાપદમ | ૦ | ૦ | ૦ | ૨૦ | ,, | ૩૦૦૦૦ | ,, |
| ૦ | ૦ | ૦ | લક્ષ્મણ | રામ | રાવણ | ૧૬ | ,, | ૧૨૦૦૦ | ,, |

| તીર્થંકરનું નામ | સમકીત પામ્યા પછી કેટલા ભવે સીધી વર્યા | ચક્રવર્તિ | વાસુદેવ | બલદેવ | પ્રતિ વાસુદેવ | શરીરની ઉંચાઇ | આયુષ્ય |
|---|---|---|---|---|---|---|---|
| શ્રી નમીનાથજી | ૩ | હરીષેણ | ૦ | ૦ | ૦ | ૧૫ ,, | ૧૦૦૦૦ ,, |
| ૦ | ૦ | જય | ૦ | ૦ | ૦ | ૧૨ ,, | ૩૦૦૦ ,, |
| ,, નેમીનાથજી | ૯ | ૦ | કૃષ્ણ | બલરામ | જરાસંધ | ૧૦ ,, | ૧૦૦૦ ,, |
| ૦ | ૦ | બ્રહ્મદત | ૦ | ૦ | ૦ | ૭ ,, | ૭૦૦ ,, |
| ,, પાર્શ્વનાથ | ૧૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૯ હાથ | ૧૦૦ ,, |
| ,, મહાવીર સ્વામી | ૨૭ | ૦ | ૦ | ૦ | ૦ | ૭ હાથ | ૭૨ ,, |

## જંબુદ્વીપના ભરતક્ષેત્રના અતીત ચોવી-સીના તીર્થંકરોનાં નામ.



| | | | |
|---|---|---|---|
| ૧ કેવળજ્ઞાની | ૨ નિર્વાણી | ૩ સાગર | ૪ મહાયશ |
| ૫ વિમળનાથ | ૬ સર્વાનુભુતિ | ૭ શ્રીધર | ૮ શ્રીદત્ત |
| ૯ દામોદર | ૧૦ સુતેજ | ૧૧ સ્વામિનાથ | ૧૨ મુનિસુવ્રત |
| ૧૩ સુમતિ | ૧૪ શિવગતિ | ૧૫ અસ્તાંગ | ૧૬ નમીશ્વર |
| ૧૭ અનિલ | ૧૮ યશોધર | ૧૯ કૃતાર્થ | ૨૦ જીનેશ્વર |
| ૨૧ શુધ્ધમતિ | ૨૨ શિવંકર | ૨૩ શુભદિન | ૨૪ સંપ્રતી |

## જંબુદ્વીપના ભરતક્ષેત્રના અનાગત ચોવી-સીના તીર્થંકરોનાં નામ.

| | | | |
|---|---|---|---|
| ૧ પદ્મનાભ | ૨ સુરદેવ | ૩ સુપાર્શ્વ | ૪ સ્વયંપ્રભ |
| ૫ સર્વાનુભુતી | ૬ દેવશ્રુત | ૭ ઊદય | ૮ પેઢાલ |
| ૯ પોટ્ટીલ | ૧૦ સત્કીર્તિ | ૧૧ સુવ્રત | ૧૨ અમમ |
| ૧૩ નિઃકુષાય | ૧૪ નિષ્પુલાક | ૧૫ નિર્મમ | ૧૬ ચિત્રગુપ્ત |
| ૧૭ સમાધિ | ૧૮ સંવર | ૧૯ યશોધર | ૨૦ વિજય |
| ૨૧ મલ્લજીન | ૨૨ શ્રીદેવ | ૨૩ અનંતવીર્ય | ૨૪ ભદ્રંકર |



# ચાર સરણાં.



મુજને ચાર સરણા હોજો, અરિહંત સિદ્ધ સુસાધુજી,
કેવલી ધર્મપ્રકાશિઓ, રત્ન અમુલખ લાધુંજી ॥ મુજને ॥
ચઊગતી દુઃખ છે દેવા, સમરથ સરણાં એહોજી,
પુરવે મુનીવર જે હુવા, તેને કીધાં સરણાં તેહોજી, ॥ મુજને ॥
સંસારમાંહિ જીવને, સમરથ સરણાં ચારોજી,
ગણીસમયસુંદર એમ કહે, કલ્યાણ મંગલકારોજી ॥ મુજને ॥
લાખ ચોરાશી જીવ ખમાવીએ, મન ધરી પર્મ વિવેકોજી,
મીચ્છામી દોક્કડો દીજીએ, જીનવચને લહીયે ટેકોજી ॥લાખ.॥
સાત લાખ ભુ[1] દગ[2] તેઊ[3] વાઊ[4]ના દશ[5] ચૌદ[6] વનના ભેદોજી ॥
ખટ વિગલ સુર તીરી નારકી, ચઊ ચઊ ચઊદે નરના ભેદોજી ॥
મુજે વેર નહી કોઇસું સહુ સહુ મિત્ર સ્વભાવોજી,
ગણી સમય સુંદર એમ કહે પામીસ પુન્ય પ્રભાવોજી ॥ લાખ ॥

---

૧ પૃથ્વીકાય (માટી) ૨ અપકાય (પાણી) ૩ તેઊકાય (અગ્ની) ૪વાઊ કાય (વાયરો) ૫ દસલાખ પ્રત્યેક વનસ્પતી કાય ૬ ચૈ:-દલાખ સાધારણ વનસ્પતીકાય ( એ રીતે ૫-૬ ના ચોવીસલાખ વનસ્પતોના ભેદ) ૭ છ વીગલેંદ્રી ( બેઇંદ્રી બેલાખ, તેઇંદ્રી બેલાખ, ચૌરિંદ્રિ બેલાખ ) ૮ દેવતા ચારલાખ ૯ તીર્યંચ પંચેદ્રી ચાર લાખ ૧૦ નારકી ચારલાખ ૧૧ મનુષ્યના ચૌદ લાખ એ રીતે ઊપરના જીવના ચોરાસી લાખ ભેદ થાય છે.

પાપ અઢારે જીવ પરીહરો, અરિહંત સિધ્ધની સાખેજી
આલોયાં પાપ છુટસે, ભગવંત એણીપરે ભાખેજી॥ પાપ ॥
આશ્રવ કષાય દોય બંધણા, વલી કલહ અભ્યાખાનોજી
રતી અરતી પૈશુન નિંદના, માયા માત્ર મિથ્યાતોજી ॥ પાપ ॥
મન વચન કાયાએ જે કર્યાં, મિચ્છામી દુક્કડ દેહોજી
ગણી સુંદર સમય એમકહે, જૈન ધર્મનો મર્મ એહોજી॥ પાપ॥
ધન્ય ધન્ય તે દીન મુજકદી હોસે, હું પામીસ સંજમ સુધોજી,
પુર્વ રૂષી પંથે ચાલસું, ગુરૂ વચને પ્રતિ બુજયોજી ॥ ધન્ય ॥
અંત પંત ભિક્ષા ગોચરી, રણ વન કાઊસગ લેસુંજી,
સમતા વસ્તુએ મિત્રસું, સંવેગ સુધો ધરસુંજી ॥ ધન્ય ॥
સંસારના સંકટ થકી હું છુટીસ, જીન વચને અવધારોજી
ધન્ય ધન્ય સમય સુંદર તે ઘડી, હું પામીસ ભવનો પારોજી॥

---

હવે અઢાર પાપસ્થાનકને ૧૨ થી ૧૯ માં સમાવેસ થાયછે તેમાં બારમામાં અગીઆર પાપસ્થાનક આવેછે તેની વીગત.

૧ પ્રાણાતીપાત, (જીવહિંસા) ૨ મૃષાવાદ ( જુઠુંબાલવું )૩ અદત્તાદાન ( ચોરી ) ૪ મૈથુન ( સ્ત્રી સેવન ) ૫ પરીગ્રહ ( દોલત ) ૬ ક્રોધ ૭ માન ૮ માયા ૯ લોભ ૧૦ રાગ ૧૧ દ્વેશ
૧૩ કલહ તે બારમું ૧૪ અભ્યાખાન (આલ દેવું ) તે તેરમું ૧૫ રતી અરતી ( સુખે દુઃખે હરખ સોક કરવો ) તે ચોદમું ૧૬ પૈશુન ( ચાડી ) તે પંદરમું ૧૭ પરપરિવાદ ( પારકી નીંદાતે ) તે સોલમું ૧૮ માયા મૃષાવાદ ( છળકરીને ઠગવું ) તે સતરમું ૧૯ મીથ્યાત્વસલ્ય તે અઢારમું.

૭૨૪૦

श्री परमात्मने नमः

# જૈન મધુર બાળ સ્તવનાવળી

## ભાગ ૧ લો.

---

### ગાયન ૧ લું પ્રાર્થના.

જય જય શ્રીજીનરાજ માહવિર જીનેશ્વર ધ્યાવુંરે
ત્રીભુવન નાયક સીવ સુખ દાયક, લાયક દેવ નમે હોદેવ
દાતા તાતા ભવી ગુણ ગાતા, તેરા જય જય શ્રીજીનરાજ
ડીસા નગરમે આપ બીરાજો, સાંભલી સુરત બલીહારીરે
શ્રી ડીસા જૈન મંડલી મલીને, અરજ કરે કરજોડીરે. જય જય

---

### ગાયન ૨ જું ( કયાંથી આ સંભળાય મધુર સ્વર ) એ રાગ.

તારો જુગ્દાધાર શીતલજીન તારો જુગ્દાધાર
નર ભવ પામ્યો પુન્ય ઊદયે, જરીએ ન સોધ્યો સાર
કામી ક્રોધી લોભી નીવડીઓ, જનુનીએ વેઠયો ભાર–શી.
મોહ રૂપી માયામાં પડીઓ, થયો જુગારી જાર
તુજવિણુ કોણુ ઊગારે જીનજી, તુજ સેવકને તાર–શી.

માહાં કર્મે થયો મતિમંદ, પ્યાર કીધો પરનાર
પુરણુ પાપી બનીઓ આજે, ધીઃક ધીઃક મુજ અવતાર—શી.
બગનીપેર બહુ મેં ઠગીઆ, ત્રાહ્ય કીધાં નરનાર
એ સહુ પાપો માફી આપો, કરી ક્ષમા આ વાર—શી.
નંદા માતાજીના જાયા, દ્રઢરથ રાજ કુમાર
ભદ્દીલાપુરમાં જન્મીઆ પ્રભુ, શુભ સીવ લંછન સાર—શી.
બેઊ કર જોડી સેવક વિનવે, કર કરૂણા કિરતાર
પરમ દયાલુ દેવ તું સાચો, કર ગ્રહી પાર ઊતાર—શી.

---

## ગાયન ૩ જું રાગ કલ્યાણુ.

શ્રી જીનરાજપતિ, પ્રભુ આપ સુદ્ધ મતિ
કર જોડી વીનવીએ ભાવથી અધિક—શ્રીજીનરાજ
અંતર જામી વિભુ વિસરામી સમરી શિવપુર સાથ
વંદુ પદ અરવિન્દ વિનયથી હેતે જોડી હાથ—શ્રીજીનરાજ
રાય ઊગ્રસેન તસ બેટી રાજેમતી નાર
નેમિજીન પ્યારા જે તેના બુદ્ધિ તણો ભંડાર—શ્રી જીનરાજ
ઊગ્રસેન ઘરથી ગિરનારે આવ્યા સુણી પશુ પોકાર
સુખે પાળ્યું સંજમ બહુને લીધું મુકિત દવાર—શ્રી જીનરાજ
અણુહીલપુર પાટણુનો વતની ડીસાનગર રહું આવાર
પારીખ પુનમચંદ પાએ લાગેછે નેમ પ્રભુ જ્યકાર—શ્રીજીનરા.

---

## ગાયન ૪ થું લલિત છંદ.

પ્રભુ એ માહેરૂં શું હવે થસે, મુજ દીલમાં નવદયા દીસે
બધિ સૃષ્ટીમાં એક આસરો, શ્રી પ્રભુએ ચંદ્રતાહરો
સકલ વિશ્વના આપ તાત છો,દીન દયાલ તો દયા નિધાન છે
અરજ રંકની ધ્યાનમાં ધરો, શ્રી ચંદ્રપ્રભુ મહેરતો કરો
કુકર્મ હું આજ વદીતરે, કરૂછું તમ કને માફી બક્ષીરે
તમ દયાવડે દુર સહુ રહે, દાસ પુનમને આસરો મળે

---

## ગાયન-૫ મું ( શું નટવર વસંત ) એ રાગ.

શું મલ્લી જીણંદ ગુણ ગાઈ રહ્યો
ગાઈ રહ્યો જગ ગવાઇ રહ્યો શું મલ્લી-

### સાખી.

અજરામરના સામને, અરજ કરે આ દાસ;
આવી આપ હજુરમાં, રમીએ અમો સો રાસ
શ્રી મલ્લી પ્રભુ વિના બાહવરો બન્યો
બાહવરો બન્યો જગ બાહવરો બન્યો શું મલ્લી-

### સાખી.

સીરપર મુગટ સોહમણો, જડીઆ ઝાઝાં નંગ;
હીરા મોતીથી અતી, શોભે સુંદર અંગ
કંઇ નવા વાજીત્રના નાદ કોયલ ટહુકેરે
મહીં ડીસા મંડલીકના શબ્દ ઝાંઝર ઝમકરે શું મલ્લી-

## સાખી.

હાથમાં કલ્લી સાંકલાં, ગલે નવસેરો હાર
કમરે કંદોરો જગમગે, થાએ મોદ અપાર
શ્રી મલ્લી જીણુંદ પ્રીતે રમીએ અમો ભાવમાં
આનંદ અપાર આજ છાઇ રહ્યો છાઇ રહ્યો જગછવાઇ

---

## ગાયન ૬ ઠું (ડરમાં તું દીલ સાથ છોકરા) એ રાગ.

રિખવદેવ ભગવાન હો મારા રિખવદેવ ભગવાન
મમ વિનતી ધરજો ધ્યાન હો મારા રિખવદેવ ભગવાન
ભવ અનંતા અતિ અથડાણો
પુદગલ સંગે સુરંગ જણાણો
પાપરૂપી મલમેલ ગુંથાણો
કાલ વનમાંહે હું અથડાણો
( નર્કમાં અનંતાભવ )
નહીં બચવા અવસાન હો મારા રિખવદેવ
દશ દ્રષ્ટાન્તે દોહલો પામી
ભુલી ગયો નિજ અંતરજામી
દીન હીનતા તણો થયો કામી
અંધ બન્યો બુદ્ધિમંદ હું સ્વામી
( અજ્ઞાને જાણું મારા જેવા )
અહો નિશ દિન રહી અભિમાન—હો મારા

જ્ઞાન સ્વરૂપે સકલ દુઃખ વામી
આનંદ મંગલ તુંહી તમામી
પુનમચંદ કહે શીવ સુખ ગામી
આતમ્‌રામ પ્રભુ સીસનામી
( વખતો વખત જૈનધર્મ પામુ )
પ્રભુ મુજ આપો એવુંજ ધ્યાન હોમારા રિખવદેવ

---

ગાયન ૭ મું ( વટસાવીત્રી વૃત આજ ) એ રાગ.

નમન અરિહંતને આજ ભાવે કરીએરે
કરી કરીને લેજો સુખ પ્રભુથી ડરીએરે
છે દીન દીવાલીનો આજ પ્રભુને નિરખીએરે નમન
ભજન નવકારનું કરો જન્મ મરણનો ફેરો જાયરે
સાચા ભાવે અરિહંતને નમો. નમન
ઉતમ ફલ જૈનીઓનું આ છે, સુખશાંતી આપનારૂં કહેછે
દાસ પુનમચંદ નમે છે, આનંદ ઉર સૌના વધેછે. નમન
કેદ પડેલાનાં બંધન છુટે, દુઃખી માણસ દુઃખથી વછુટે
પથ્થરપર શું રત્ન કુટે, મુરખ મદમાં શું ભુલે. નમન

---

ગાયન ૮ મું ( થયાછેરે પતિ તેજ ) એ રાગ.

થયોછે રે અમ સફલ દિવસ પ્રભુ પુજનથી આજે
પ્રથમ દેવ રિખવજીન તોરી, મુરતી મોહનવેલ

અરિહંતા, ભગવંતા, નિરખંતા, ગુણવંતા
રિખવનાથ તમેછો રંગીલા કૃપા કરોને આજ-થયો
નાથ નિરંજન ભવદુઃખ ભંજન, પ્રભુસુખ અર્પણરૂપ
કેવી શાન્તિ, પ્રભુકાન્તિ, ગુણખાન્તિ, ટળે ભ્રાન્તિ
અતિ આનંદે ઉભરાઉ ધનઘડી ધનપલ આ છાજે-થયો
પંચમ આરે પામર પ્રાણી, પ્રભુ વાણીથી વિમુખ
મનમાને, આવારે, પાયે લાગે, ગુણગાવે
મંગળ પુનમચંદ કહે લહે ક્ષયકરી કર્મ ધર્મ રાચે-થયો

---

## ગાયન ૯ મું (રાગ ધનાશ્રી)

વિનંતી ધરજો ધ્યાન, પ્રભુ મુજ વિનંતી ધરજો ધ્યાન
ભવ અટવી માંહે ભુલો પડોછું, નથી શુદ્ધ કે સાન-પ્રભુ
મોહ માયાએ મુજપર કર્યું છે, સજ્જડ છેક દબાણ-પ્રભુ
હાય ઘણાં મેં પાપજ કીધાં, થાઉ તેથી હું હેરાન.-પ્રભુ
ભવ અનંતા અતિ અથડાણો, પણ ન પડયું ઠામ રહેઠાણ
સાચો ધર્મ જૈનજ જાણું, આપો એવું અહેસાન.-પ્રભુ
દાન સીયલ તપ ભાવના ભાવો, નકીછે તુજ આધાર-પ્રભુ
ડીસા જૈન મંડલી ગુણ ગાવેછે,વીરચંદભાઇની આસ-પ્રભુ
પુનમચંદના નાથ દયાથી, સ્વર્ગ સમીપે તાણ.—પ્રભુ

---

## ગાયન ૧૦ મું (નમું પદે ગીરજાપતિને) એ રાગ

લાગું પાયે પ્રભુ સંભવને (૨)
સુર્ય સમ મુખ દીસેછે સારૂં, એકજ શરણ તુમારૂં
હેત ધરી, આપો દયા ટાળો કૂર બુદ્ધિને—લાગું પાએ
જીતારી રાયના નંદ, કાપો કાપો કાળના બંધ
બુદ્ધિ મારીછે મંદ, છોજી આનંદ કંદ, તોડો પાપના બંધ
નૃત્ય કલા કરી જૈન મંડલી નમેછે પ્રભુના ચરણે-હેત.

---

## ગાયન ૧૧ મું

છે દુઃખ ભંજન નાથ નીરંજન, અભિનંદન વંદન તારૂં.
સિધ્ધારથા સુતછો મન મોહન વંદર લંછન પ્રભુને પ્યારૂં. હાં.
કામ કુંવરછો તન સંવરના, રાગવિના રતિપતિ ધારૂં. હાંરાગ.
ડીસા સમાજે જૈનોઆજે, નમન કરે પ્રભુના ચરણે. હાંનમન
તારી નિરંજન મુક્તિ પધાર્યા, પુનમચંદ કહે પાયે લાગું હાં.
છે દુઃખ ભંજન નાથ નિરંજન, અભિનંદન વંદન તારૂં

---

## ગાયન ૧૨ મું ( નમીએ નમીએ નમીએ તમને ) એ રાગ.

નમુંછું નમુંછું નમુંછું પ્રભુ સ્નેહથી તુને
દુઃખ દુર કરી રાખો સરણે મુને
વિજય વિજય વિજય આપો તાત માહરા

ચરણુ સરણુ સેવા નિત્ય કરીએ તાહરા
કરી કૃપાએ તાત ટાલો પાપ ત્રીકાલના
ડીસા મંડલી કરે પ્રણામ એજ પ્રાર્થના

---

## ગાયન ૧૩ મું

તાર તાર તાર તાર તારરે મોરે પ્યારે.
આવી તારે ચરણે નમું પ્રભુ આ વારરે મોરે પ્યારે. તાર
ફુલ ગુલાબની આંગી બનાવી, નમું હું વારંમવારરે. મોરે
એકજ તમારૂં ધ્યાનજ ધરીએ એવીજ બુદ્ધિ આપરે. મોરે
સુખજ આપો દુઃખજ કાપો, એ છે પ્રભુ મુજ અર્જરે. મોરે
ડીસા જૈન મંડલી ગુણ ગાવે છે કરજોડી વારંમવારરે. મોરે

---

## ગાયન ૧૪ મું (સનનનન સોહે) એ રાગ.

તનનનન ગાવે અધિક અહા બાલ
જીનજીકે મુદ્રાપે વારી વારી જાઊં તનનનન
એકતો અલબેલા સોહે અંગોપે આંગી
બીજે મુગુટ હે હીરાકા વીસાળ
તીજે ફુલોંકી બેઠક બનીહે
ખુશ ખુશ થાઊં તોરા મુખડા નીહાલ. જીનજી
પાપ હરાવે પ્રભુ પેખનકુ જાવે
ઝેરી સૃષ્ટિની મુકી જંજાળ

ડીસા મધ્યે રિખવદેવ બીરાજે
ડીસા જૈન ગાયન મંડળી કાજ .જીનજી

---

ગાયન ૧૫ મું (ક્ષત્રી કલંક કેમ લેશોરે) એરાગ.

ધરો ધરો તમે પ્રભુજી કેરૂં ધ્યાન,સજ્જનો દીલમહીં ધરોરે
તજી પાપને સમરો ધર્મનાથ. સજ્જનો.
રહેશે સર્વદા જે આપ સંગાથ સજ્જનો
તજો કર્મ સહુ તમે આવાર સજ્જનો
તોતો પામસો મુક્તિ કેરૂં દ્વાર સજ્જનો
કરો તમો વૃત પચ્ચખાણુ અથાગ સજ્જનો
ભજે છે ડીસા મંડળી ધરી રાગ. સજ્જનો.

---

ગાયન ૧૬ મું ત્રીતાલી ચોપાઇ.

ભજો તમે શાન્તી ભગવાન.
તો તો થાશે પુરણુ ધ્યાન
શાન્તીનાથનું સોહે મુખ સારૂં
એકજછે પ્રભુ સરણુ તુમારૂં
શાન્તી સોળમાં જીનવર સોહે
મૃગ લંછન પ્રભુને અતિ મોહે
લાગે ડીસા જૈન મંડલી પાયે
શાન્તીનાથ પ્રભુને આવારે.

## ગાયન ૧૭ મું ( આજે આનંદ આનંદ ) એ રાગ.

આજે આનંદ અપાર થૈથૈકાર થયો,
પ્રભુ અજીતને હું સમરી રહ્યો.
પ્રભુને ઊર ધરો, દુઃખ સહુ દુરકરો, જય જય જય આજે.
રહો રસીઆ અજીત મુજ હૃદયરે,
તો તો કર્મ થશે મુજ દુરરે.
પ્રભુના ગુણ ગ્રહો, ડીસા મંડળીને સુખકરો,
જય જય જય, આજે.

---

## ગાયન ૧૮ મું ( વીરા વેસ્યાના યારી ) એ રાગ.

શ્રી કુંથુ તમારી, છે જયકારી, સૃષ્ટિ વિષે જીનરાજ;
પુરો ઇચ્છા અમારી, છે સુખકારી, છે જયકારી સૃષ્ટિ વિષે.
પુષ્પ વાસીત બેઠક સુંદર, ધુપ ધુપાદીની ધુમ;
ઉડી રહી અલબેલા સ્વામી, નાચું છનક છુમ.
હુતે અંતરધારી, જ્ઞાન વધારી, છે જયકારી. સૃષ્ટિ વીષે
દોખ સોક વિયોગ વીદારી, આપજો દરીશન દાન;
વાજતા વાજીંત્ર મૃદંગ સાથે, નિત્ય લગાવું હું તાન.
પ્રભુ ભકિત તમારી, છે મોદકારી, છે જયકારી. સૃષ્ટિ વીષે.
કુંથુ સંગમાં શાન્તી ફેલાવી, લેજો મંગળમાળ;
માગે મંડળી વીચારી, વિવેકવારી, છે જયકારી. સૃષ્ટિ વીષે

---

## ગાયન ૧૯ મું (લોચન રસીલાઓ) એ રાગ.

આનંદ અંગે ને અતિ ઊમંગે, પ્રભુ દરિશન માટે આવીએ;
કુસુમ અક્ષત ધુપ નીવેદે, પુષ્પોથી પ્રભુને વધાવીએ
હેમ થાલા ભરી ફુલના હાર જીનજીના કંઠે પહેરાવીએ
સુમતિ પ્યારાનો લાખેણો લ્હાવો, આત્મા મિત્રને અપાવીએ
થાય છે જેથી તે સુખ નવેનીધનાં
સુખ નવેનીધનાં વળી અષ્ટ કર્મનાં
સદમતિ વડે શ્રીજીનને વંદન કર્મ સંતાપના જાય નીકંદન
હેતે ધરી સદા સમભાવે સેવો આજ અનોપમલ્હાવો લીજીએ
અનંતા ભવમાં કાલ તસ્કરને જીન ધર્મથી ઉડાવીએ.

---

## ગાયન ૨૦ મું (હે કમજાત પિંગલા) એ રાગ

હે મુનીસુવૃત તાત આવ્યો સરણે તાહરી
હરો સંકટ રંકનાં છે અરજ માહરી
દુર સફલ ઇચ્છા મોરી દાસ કરગરે
આનંદ થઇ તુજ પાસ આજ વિનંતી ઉચરે
ધન્ય ભાગ્ય માહરૂં ગુણગાઉ મુખથી
સ્તુતિ મુજ સુણી લઇ સાહ્યથી અતિ
આસ ધારી ખાસ દાસ આવ્યો આ સમે
મંડળી અધિક ભાગ્યથી તુજ ચરણમાં નમે

---

## ગાયન ૨૧ મું (પ્રીતીના પંથનો) એ રાગ.

ચાલો ઉમંગે રંગે રસીલા શ્રીપ્રભુના દરબાર
જાય જાય આ દિન ઝપાટે કહો કેટલીવાર
ધર્મના પંથની મીઠી મઝા ખુવે એમ ઘણાક ગમાર
કર્મના ગાંસડા બાંધીલે હાથે કર્મહીન તે અપાર
આસરો લે બહુ હેતથી, છે શીતળ પ્રભુ ગુણખાણ
સાચો સંબંધી આ સમે, લાખે જૈન સુજાણ
સત્યમતિ મને આપજો હેતે શીતળ પ્રભુ શ્રી કીરતાર

---

## ગાયન ૨૨ મું (ગોરે ગોરે ચેહરેકા) એ રાગ.

નિત્ય નિત્ય પ્રભુ કરૂં હું પ્રણામ
તાત વાસુપુજ્ય હું છું તારો ગુલામ
મસ્તક નમાવું તુજ ચરણમાં જય જય જય
સમરૂં સદાય સાહ્ય આપ આપ આપ
સેવકને સાહ્ય કરો વિઘ્ન વિદાયકરો
મંડળીને દાન માન દે દે દે
કુમતિ બુદ્ધિ મારી જે પ્રભુ નાંખો સંહારી
આધાર પુનમને તારો છે છે છે

---

## ગાયન ૨૩ મું (આવો સખી આવો) એ રાગ.

આવો બાળો આવો પ્રભુને મોતીડે વધાવો
મોતીડે વધાવો પ્રભુને પુલડે વધાવો આવો
આંગી આજે બની પ્રભુને મોતીની
જય જય વિજય વિજય જય અપાવો આવો

## ગાયન ૨૪ મું ( શાને શાને રીસાએ ) એ રાગ.

આવો આવો ( ૩ ) જીણુંદ મોરા પ્યારા
મારા અજીત ગુણ ગાઊં તારા
આજ આંગી જો આ બની ભારે મન મારૂં અતિહરખાએ
જાઓ જાઓ ( ૩ ) પાપ સહુ મુજ જાવો
મરો આસરોછે અજીત તુમારો
હાજર ઉભો આપ હજુરમાં ભાવ આવેછે બહુ મુજ દીલમાં
આજે આજે ( ૩ ) આનંદ સહુને થાવે
સોક દોખ તજી સહુ જાવે
આજ પ્રભુના જે ગુણ ગાવે, ડીસા મંડળી તેને પાએ લાગે

---

## ગાયન ૨૫ મું (આવો કુમ કુમને પગલે) એ રાગ.

આવ્યો છું તારે ચરણે, વિમળ નાથ રાખો સરણે,
ભવોભવનાં દુઃખડાં હરો, તાત છો તારણ તરો.
તુજ મનહર મુરતિ નિરખી, છું રહ્યો અંતરમાં હરખી,
તુજ ભક્તિ ચિત્તમાં પેઠી, નર્કાદીક પીડા નાઠી.
નિવારીને મુજ પાપો, હરો સેવકનાં સંતાપો,
પુનમ કહે સાન્તી આપો, નિજ સેવકનાં દુઃખડાં કાપો.

---

## ગાયન ૨૬ મું ( પ્રીતમ આ પ્રેમાણુછે ) એ રાગ.

રાજુલ–પુર્ણ પ્રેમાલુ શું જાવછો
નેમ–હા હા હા હા

રા—પાછા પ્રભુજી પધારોછો
ને—ના ના ના ના
રા—રતિ પતિ પ્યારા નેમ નગનજી
  પશું પુકારે શું જાવછો
ને—હા હા હા હા
રા—યોવનના સણગાર હે પ્યારા નેમ કુમાર
  પ્રેમ અધર રશનું અરે પાનકરો ભરથાર
  પ્રેમ વારી રશ પીવા ચતુર નર
  પાછા પ્રભુજી પધારો છો
ને—ના ના ના ના
  પ્રેમ વારી તુને પીવુંછે
રા—હા હા હા હા
ને—વિષ સમાન એ વારીછે
રા—ના ના ના ના
ને—સાર સંસારમાં કાંઇ નથી નારી
રા—સર્વ સંસારમાં સાર છે
ને—ના ના ના ના
  વૃક્ષ ઊપર વેલી ચડી, જેમ વીંટે તરૂરાજ
  તેમ પ્રેમી વિષ વેલડી, જીવીત કરે અકાજ
  એમ જાણી શાણી રાજુલ રાણી
રા—રાણી કીધી તે પ્રમાણુ છે
ને—ના ના ના ના
રા—વાલા શું વૈરાગી થાવછો

ને–હા હા હા હા
રા–રાજુલને છોડી જાવછો
ને–ના ના ના ના
રા–નાના કેતાં કાંઇ શરમ ન આવે
ને–બોલતાં નારી એ લાજ ન આવે
રા–ત્યારે શું રાજુલ નાર પ્રિયાને
સાથે તુમે લઇ જાવછો
ને–હા હા હા હા
પુર્વ ભવાંતરે પ્રેમથી, છોડું નહી એ નાર;
પુર્વ ભવતણી વાતથી, સમજાવી એ નાર.
સીએર મણી શું મલવાને કાજે
સાથે આવ્યાની શું હાંસછે
રા–હા હા હા હા
મંડળી–પુનમ મનમાં મગ્નછે વા વા વા વા
મંડળી મળી બોલે છે વા વા વા વા.

## ગાયન ૨૭ મું.

આજ આ સમાજ સહુ સ્તવન ભણો જીનતણા
રંગથી ઊમંગ સંગ રાખશો નહી મણા
રિખભ અજીત સંભવ અભિનંદન સુમતિ તણા
પદ્મ શ્રી સુપાર્શ્વ ચંદ્ર સુવિધ શીતળ યંશના આજ
વાસુ પુજ્ય વિમળ અનંત ધર્મ શાન્તી કુંથુના
અર મલ્લી મુનિસુવ્રત નમી નેમ પાર્શ્વ વીરના આજ

સપ્ત સુર તીન ગ્રામ, નૃત્ય ચાલ તાલમાં
કરે મંડળી ધ્યાન તાન, મંગળ ઊજમાળમાં        આજ



## ગાયન ૨૮ મું (જાવોજી જાવોજી રાજાજી) એ રાગ.

સેવોજી સેવોજી શીતલ નાથ પ્યારા
દેવોજી દેવોજી દરશન નાથ પ્યારા
લેવોજી લેવોજી અર્જ હે નાથ મારા
મેહર નજર કરોને જરા ભગવાંન ભુલ્યો ભાન
નથી સાન દ્યો જ્ઞાન પ્યારા        સેવોજી૦
આવોજી આવોજી ચરણે એ ચિત્ત ધરો
સેવોજી સેવોજી સાચો એ દેવ ખરો
ગાવોજી ગાવોજી પાતીક દુર કરો
દેવોજી દેવોજી શીતલ લેહર કરો
પુરો ભરૂસોછે સરધરા અરે નાથ જોડી હાથ
સઊ સાથ પુરો આસ પ્યારા.—        સેવોજી૦
જૈન મંડળને આપો પુર્ણ જ્ઞાન,
પુનમચંદ આજે ગાવે તનન તાન;
સુરવિર મુનિવર ધરે તાહરૂં ધ્યાન,
દાસ ઉભા સુખ માગે રાખોજી માન;
ન કરો વાર પ્રભુજી જરા પુરો આસ માગે દાસ,
રમું રાસ દુઃખ નાશ મારા.—        સેવોજી૦

## ગાયન ૨૯ મું (મનહર મળતાં મેં મન ગમતું) એ રાગ.

હો જીનવરજી, માને નહીંરે તન હસ્તી જે મસ્તીમાં ચઢ્યો,
અતિ મદ ઝરતો, મણીધર સમ ડોલે તે અહંકારે ચઢ્યો;
તસ વારી વારી રાખું છું,
અતિ ધરમનો વચની હું ભાખું છું,
તોયે માને નહીં સત્ય દાખું છું. હો જીનવરજી૦
કોઇ નાર સ્વરૂપની દેખે છે,
અતિ ચંચળ નજરથી નિરખે છે;
એમ પાપ કરી બહુ હરખે છે. હો જીનવરજી૦
પર દ્રવ્ય દેખી લલચાયે છે,
જોઇ સુખ પરાયું તેને સાલે છે,
પર નિંદામાં તે બહુ માલે છે. હો જીનવરજી૦
કામ ક્રોધ લોભ જેનાં પ્યારાં છે,
મોહ માન લાડે કરી પાલ્યાં છે,
એવી નીચ સોબતના એ લાલા છે.– હો જીનવરજી૦
કુમતિ કાન્તા જેને વહાલી ખરી,
સુમતિ સાણી જેને દુર કરી,
એવી નાર કુનાર જેને પ્યારી ખરી.– હો જીનવરજી૦
ગુણ ઠાણે પહેલે રમતોજ રહે,
કપી દારૂ પી જેમ ભમતોજ રહે,
હેવા હાલ બેહાલ તેનાજ રહે.– હો જીનવરજી૦

હવે વિનંતી મારી ચિત્ત ધરો,
સમકિત અંકુસ મારી સિદ્ધ કરો,
સીવ વધુ વરવા ઉપકાર કરો.— હો જીનવરજી૦
પુનમચંદ મનનેજ કહે,
શાન્તીનાથ મળ્યા હવે શાન્તી રહે,
ડીસા મંડળીનું મન પણ શાન્તી ચહે. હો જીનવરજી૦

---

## ગાયન ૩૦ મું ( સૈયર શામ સુલક્ષણા ) એ રાગ.

કરૂં પદ્મ પ્રભુજીની પુજા ચંદન, પુષ્પ ધરી પુષ્પ ધરી;
પ્રભુ લેજો સ્વીકારીને સેવા, પ્રેમી દાસે કરી દાસે કરી;
આપ અકળ અવિનાસી મારા, દિન તણા આધાર;
આવી પ્રભુજી દર્શન આપો, કરો નહીંરે વાર;
સેવા૰સાચી ઠરી સાચી ઠરી.
સંકટ ટાળી સુમતિ આપો, પ્રભુ તુમ પાસે માગું;
દાસને આસીષ આપો દેવા, પદ્મપ્રભુ પાય લાગું. ચંદન૦



## ગાયન ૩૧ મું (પાટણના નૃપ નથી તુજ) એ રાગ

પુસ્તક રચ્યું મેં જૈન બંધુઓ ધર્મ કર્મની આસ
નમું જૈન મંડલને આજે અલ્પ મતિથી ખાસ
મને ચંદ્ર પ્રભુ પર પ્રેમ
ચંચળ જૈન ધર્મનો નેમ
દર્શીત પુસ્તક મારૂં સ્વીકારો દીનપર કરશો રહેમ

મન ધાર્યું નીશ્ચે એમ
ગણુસે જૈન બંધુઓ ક્ષેમ
નવીન રૂઢીના રાહ તપાસી ધાર્યો શ્રમમેં હેમ
લાવશો દીન શેવકપર રહેમ
લખ્યું તે વાચો પ્રસારી પ્રેમ પુસ્તક રચ્યું.

---

## આરતી.

જય જય આરતી આદી જીનંદા
નાભિ રાજા મરૂદેવીકો નંદા જય૦
પહેલી આરતી પુજા કીજે
નરભવ પામી લ્હાવો લીજે જય૦
દુસરી આરતી દીન દયાલ
ધુલવ મંડપમાં જગ અજવાલ જય૦
તીસરી આરતી ત્રીભુવન દેવા
સુરી નર ઇંદ્ર કરે તોરી સેવા જય૦
ચોથી આરતી ચઊગતી ચુરે
મન વંછીત ફલ શિવસુખ પુરે જય૦
પંચમી આરતી પુન્ય ઊપાયા
મુલચંદજી રિખવ ગુણ ગાયા જય૦

# મંગળીક દીવો.

દીવોરે દીવો મંગળીક દીવો
આરતી ઊતારણુ બહુ ચીરંજીવો
સોહામણો ઘેર પર્વ દીવાલી
અમર લેખે અબળા બાલી
દીપાલ ભણે એણે કળે અજવાળી
ભાવે ભગતે વદન નીહાળી
દીપાળ ભણે જેણે એ કલીકાલે
આરતી ઊતારી રાજા કુમારપાલે
અમ ઘર મંગળીક તમ ઘર મંગળીક
મંગળીક ચતુર વીધી સંગને હોજો                દીવોરે



## સંવત ૧૯૫૪ ની સાલમાં શ્રી વાવનગર મધ્યે મુનિ માહારાજ શ્રી ૧૦૦૮ શ્રીશ્રીશ્રી મુનિ જીતવિજયજી તથા મુનિ હીરવિજયજી તથા મુનિ વીરવીજયજી તથા મુનિ જ્ઞાનસાગરજી ચોમાસું કરવા પધારેલ ત્યારે ત્યાંના જૈન ભાઇઓએ કરેલ વિનંતી લીખ્યતે.

---

### રાગ કલ્યાણ.

શ્રી પાર્શ્વનામથી, દુઃખ નહીં રતી
દીન દયાળ સ્વામી આજ, ટાળ કુમતિ
પરમેશ્વર પરમાતમ તુજને, પુજુ રાખી પ્રેમ
સકળ સંઘને સાહ્ય કરીને, રાખો મુજપર રેહેમ
વાવ નગરમે આપ બિરાજો, મુરતિ મનોહર પ્યાર
જૈન બંધુ તમ દર્શન આવે, હરખ ધરી તે વાર
વામા માતા જન્મીઆ, વણારસી મોઝાર
અહી લંછન તો આપજ કેરૂં, અશ્વસેન કુળધાર
આશરો જાણું આપજ કેરો, કૃપા તણો ભંડાર
નેક નજરતો આપ નિહાળો, નહીંતો નીરાધાર
જંબુદ્વીપના ભરતક્ષેત્રમાં, વાવ નગર મોઝાર
જીતવિજય ચોમાસું આવ્યા, હરખ ધરી તે વાર
જીતવિજયના ગુણજ ગાઊં, મનમાં લાવી પ્રેમ

બુદ્ધિ પ્રમાણે વર્ણવું હું તો, રહીને કુશળ ક્ષેમ
સંવત ઓગણીસ ચોપન કેરો, જેષ્ટ માસ છે સાર
વદી બારસ ને મંગળીક દીવસે, છે વળી બુધવાર
ગામ મોડકાથી અહીં પધાર્યા, કરવા ચતુર માસ
કુમતિ સંગમાં જે હતા તેને, તેડાવ્યાં તેની પાસ
સામથી સામૈયાં કરી, સામી ત્યાં જાવે
ઘણા સજ્જનો મુનિ વાંદીને, આનંદ હૈડે થાવે
ચાર ઠાણાં સોહામણાં, સતાવીસ ગુણખાંણ
પંચ આચારને પાલતાં, પોતે થઇ સાવધાન
હિર વિરને જ્ઞાને સોભે, જીતવિજય મુનિરાય
અમી સમ છે દેશના જેની, સુણતાં પાતીક જાય
મુનિ જીતવિજય પસાયથી, પાતીક દુર પળીઆં
દર્શન કરી સૌ પામીઆ, સંઘ સહુ મળીઆ
મુનિ જીતવિજય સોહામણા, સતાવીસ ગુણખાણ
પંચ આચારને પાળતાં, ચિત્ત પર ધરી જીન આણ
ચાર ચોરને વશ કરી, જીત્યા કાઠીઆ તેર
દીક્ષા લીધે તેમને થયાં, વર્ષ પુરાં તેર
સોળ કળા સંપુર્ણ દીશે, ચૌદ વીદ્યા ગુણખાણ
સતર ભેદે સંજમ પાળે, પોતે થઇ સાવધાન
દોસ બેતાળીસ ટાળીને, લેછે શુદ્ધ આહાર
ઇરજા સુમતિ સોધતાં, ટાળે વિષય વિકાર
દોસ તજી આહારને વાંદતાં, દે પીંડને આધાર

નવવિધ સીયન નીતુરમે, ધન્ય મુનિ અવતાર
નીંદક પુજક સમગણે, કરી ક્રોધ ન લેશ
અનેક પરિસહ અંગેસરે, તજી રાગને દ્વેસ
પંચ માહાવ્રત આદર્યા, ટાળી પાપ અઢાર
એવા મુનીને નિત નિત નમી, લઇયે ભવનો પાર
બારે ભેદે મુનિ તપ થકી, પાલે પંચ આચાર
ભાવ થકીજે ભલે કરેછે, નવ કલ્પિ વાહાર
કળી કાળે ભવિ પ્રાણીને, સદગુરૂનો આધાર
પડતા નીગોદે નીવારતા, કરીને મન ઊદ્ધાર
પાટ ચડી આજ બિરાજીયા, વાંચે છઠુ અંગ
ભવિ જીવોને બોધજ દેવા, કુમતિ કરવા ભંગ
આજ ઘણો ઊમંગ વધ્યો, દીવાળી સમદીન
જ્ઞાતા સુત્ર સઊકો સાંભળે, પ્રણમી ચોવીસ જીન
હિર વિજયમાં ગુણ ઘણા, કહેતાં નાવે પાર
વીર વિજય ગુણ બોલતાં, હૈડે હરખ અપાર
જીત વિજય ગુણ સોભતા, મુનિ ગુણમાં ભંડાર
હીર વિજય ગુણ અતિઘણા, જ્ઞાન સાગર મનોહાર
એમ અનેક ગુણે ભર્યાં, જીભે કહ્યાં નવજાય
સમુદ્રમાંહે જળ ઘણું, ગાગરમાં ન સમાય
પૃથ્વી પીઠ કાગળ કરૂં, લેખણ કરૂં વનરાય
સાહી સઘળીની મસી કરૂં, પણ ગુણ લખ્યા નવજાય
સુદ્ધ શ્રાવકતો સાથે આવેલા, ડોસજી જેનું નામ

અભેક જેડા ચંદનો, નગર કાઠીઆ ગાંમ
દિક્ષા લેવા તેના ભાવછે, જાણી અથિર સંસાર
એવું જાણી પોતે આવીઆ, હરખ ધરીતેવાર
સંવત ઓગણીસે વળી, સાલ ચોપન મોઝાર
અસાડ કૃષ્ણ ત્રીજ દીનછે, છે વલી બુધવાર
તોલ તોટકથી નવી ઓલખું, વાણીથી રચ્યો ઠાઠ
કવિ આગળ મુજ શું ગજું પઢયો ન પીંગળ પાઠ
પીંગળ પાઠ ભણ્યો નથી, નથી જોડયાં વળી કાવ્ય
પાર્શ્વનાથ પસાયથી, સરસ કીધી તે સાહ્ય
અક્ષર આદિ અંતમાં, જોતાં નીકળે ખોડ
સાથે માફી માગુંછુ, કહું છું હું કરજોડ
જન મંડળી ભેગી થઈ, વાણી કરે તમામ
કેશવલાલ કહે મારી ભેગી, અવધારોજી સ્યામ
અભેક પાનાચંદનો, વિનંતી કરે આવાર
મુનિ જીત વિજયતણો, બોલો જય જયકાર.



## પાર્શ્વનાથ સ્તવન ( રાગ બનઝારો ) એ રાગ.

શ્રી વાવનગર મોઝારી, નમું પાર્શ્વ પ્રભુ સુખકારી
મુજ વિનતડી અવધારો, બાંહે ગ્રહીને પાર ઊતારો
વંદુછું વારંમવારી નમું પાર્શ્વ૦
સુંદર રૂપછે તાહરૂં, તેતો સહુને લાગેછે પ્યારૂં

સહુ નમે નરનારી. નમું પાર્શ્વ૦
તુમે વામા દેવીના જાયા, વળી અહી લંછન છે પાયા;
અશ્વસેન કુળ ધારી, નમું પા૦
નવ હાથની છે કાયા, ત્રીભુવન સુખ પાયારે;
સહુ સંઘને જયકારી, નમું પા૦
કમઠા સુર નાસજ કીધો, નાગ નાગણીનો મંત્ર દીધો;
ભેટતાં દુઃખ જાય હારી, નમું પા૦
તુમ સરિખો છે નહીં દેવ, તે જાણું છું સત્યમેવ;
વંદું છું વારમવારી, નમું પા૦
ભમ્યો લાખ ચોરાશી માંહી, હવે આવ્યો છું આંહી;
લેજો અર્જ સ્વીકારી, નમું પા૦
તુમ છો અંતરજામી, વળી મોક્ષ નગરના ગામી;
લેશો ભવદધી તારી, નમું પા૦
જગત તણા વિસરામી, હું અરજ કરૂં શીરનામી;
આવ્યો છું દરબારે તુમારી, નમું પા૦
ઓગણીસે ચોપન મોઝાર, શ્રાવણ માસ સુખકાર;
વદી અમાસ છે બુધવારી, નમું પા૦
અર્જ સુણો દીન દયાળ, જગત તણા પ્રતીપાળ;
કેશવલાલ નમે આવારી, નમું પા૦



# અગાઉથી આશ્રય આપનાર ગ્રાહકોનાં મુબારક નામો.



ડીસા.

૫૧ પરી. પુનમચંદ મગનલાલ
૨૫ શેઠ ચુનીલાલ લલુભાઈ
૧૦ પરી. પોપટલાલ વીરચંદ
૧૦ પરી. ડાયાલાલ વીરચંદ
૧૦ પરી. મોહનલાલ ચુનીલાલ
૧૦ શા. જીવાચંદ ખેતસીચંદ
૧૦ મેતા રીખવચંદ પીથાચંદ
૧૦ શેઠ અમુલખ ટોકરસી
૧૦ સોની ડાગરસી પીતાંબર
૧૦ શા. વીરચંદ ધરમચંદ
૧૦ સોની નાહલચંદ પીતાંબર
૧૦ મેતા ફોજાલાલ નાથાચંદ
૧૦ કોઠારી પાનાચંદ માણકચંદ
૧૦ મેતા નાહલચંદ જેઠાચંદ
૧૦ મેતા ખેચરચંદ જેઠાચંદ
૧૦ મેતા અમુલખ ભીખાચંદ
૧૦ પરી. બાદરમલ હેમરાજ
૧૦ ભણસાલી દલાવેણા
૧૦ શા. ભીખાચંદ હકમીચંદ
૧૦ મેતા મગનચંદ લવજી
૧૦ મેતા ગગલચંદ નાથાચંદ
૧૦ મેતા કકલચંદ પીથાચંદ
૧૦ જગાણી મગનચંદ રવચંદ
૮ મેતા ફોજાલાલ બેમાચંદ
૮ મેતા ઉગરચંદ બીખાચંદ
૮ મેતા મંગલજી લવજી
૮ પરી અમુલખ જેચંદ
૮ શેઠ નથાચંદ અવચલ
૮ મેતા મનછાચંદ મેઘરાજ
૫ પરી. સુરજમલ વીરચંદ
૫ શા. કમલીદાસ ઉજમચંદ
૫ શા. ઇશ્વરચંદ ઉજમચંદ
૫ મેતા રાયચંદ ભભુનચંદ
૫ શા. ચુનીલાલ વીરચંદ
૫ શા. મગનચંદ વીરચંદ
૫ શા. ખેતાસી છગનચંદ
૫ શા. તરભોવન ભાઇચંદ
૫ રાઘવાણી મગન પીતાંબર
૫ વારીઆ ફતેચંદ ઉમેદચંદ
૫ મોર. માણેકચંદ ઉતમચંદ
૫ શેઠ ભાઇચંદ ઊમેદચંદ
૫ સા. ગગલચંદ પાંનાચંદ
૫ ચોધરી હાથીચંદ પાંનાચંદ
૫ મેતા ચુનીલાલ છગનચંદ
૫ મોરખીઆ વીરચંદ સંભચંદ

૪ ચોધરી ફોજાલાલ ગોકલચંદ
૪ રોકાંણી લલુચંદ સખરચંદ
૪ સા. ખુસાલચંદ વીરચંદ
૪ મોરખીઆ નાગરસી ઉમેદ
૪ મેતા ફતેચંદ વુજેસી
૪ સા. મગનચંદ મલુકચંદ
૪ મેતા મંગલજી મલુકચંદ
૪ રોકાંણી વીરચંદ પુંજાચંદ
૩ સા. મલુકચંદ ભીખાચંદ
૨ કાંટી નાહલચંદ ગોડીદાસ
૨ મોરખીઆ હાથીચંદ રાંમચંદ
૨ સા. તરામોવન હરીચંદ
૨ સેઠ નાંનચંદ જીમાચંદ
૧ સા. ફોજાચંદ ઈસ્વર

રાજકોટ.

૨૦ માસ્તર લક્ષ્મીચંદ ઉતમચંદ
૧ સા. મણીલાલ ગોદડચંદ

પાટણ.

૧૫ સેઠ મોતીલાલ નાહલચંદ
૧૦ સા. કેસરીમલ નગીનદાસ
૧૦ સા. કેસરીચંદ પ્રભુદાસ
૧૦ સા લેહરૂચંદ ઊત્તમચંદ
૧૦ જવેરી ભોગીલાલ ચુનીલાલ
૧૦ સા. વાડીલાલ દેવચંદ
૧૦ સુ૦ મનસુખલાલ સાંકલચંદ
૧૦ પરી લલુચંદ ગોપાલદાસ
૧૦ સા. લેહરચંદ સરૂપચંદ
૧૦ સા ઊત્તમચંદ નાહલચંદ
૧૦ વકીલ વાડીલાલ વીરચંદ
૫ શા. નાગરદાસ દેવચંદ
૧૦ સાંડેસરા લલુચંદ મગનચંદ
૧ સા. છોટાલાલ તલકચંદ
૧ કાંસીઆ ચુનીલાલ લલુચંદ

પાલણપુર.

૧૦ પરી મણીલાલ લેહરચંદ
૫૦ પરી ચમનલાલ રાંમચંદ મા૦
૫ પરી ચમનલાલ રાંમચંદ
૫ પરી ડાહ્યાચંદ નગીનદાસ
૫ પરી કેસવલાલ અમુલખ
૩ કો૦ ચંદુલાલ સોભાગચંદ
૨ પરી ચંદુલાલ મોહકમચંદ
૨ પરી હીરાલાલ રવચંદ
૨ મેતા જસકરણ જીવરાજ
૧ પરી હેમરાજ ટોકરસી
૧ પરી મણીલાલ તલકચંદ
૧ પરી ચંદુલાલ તલકચંદ
૧ પારી મોતીલાલ પાંનાચંદ
૧ સા. શેમતલાલ નાગરદાસ
૧ સા. મણીલાલ પ્રેમચંદ
૧ સા. ભોગીલાલ જુમજી
૧ મેતા ચીમનલાલ મંગલજી
૧ મેતા હીરાલાલ માણેકચંદ
૧ મેતા કાલીદાસ વાહલુભાઈ
૧ સા. છોટાલાલ તલસીભાઈ
૧ સા. જેસંગલાલ કકલભાઈ
૧ મેતા કેસરસીંગ રતનચંદ

૧ સા. ગુલાબચંદ ઊમેદચંદ
૧ સા. ગીરધર ધરમચંદ
૧ સા. મણીલાલ રતનચંદ
૧ પારી સુરજમલ નાહલચંદ
૧ કેસરીચંદ અનોપચંદ
૧ વાડીલાલ લલુભાઇ ઊંઝાવાળા
૧ ગાંધી ગગલ ચેલજી
૧ મોદી નાથાભાઇ તુલસીભાઇ
૧ મારફતીઆ લેહરચંદ પાટણ
૧ પરી મણીલાલ ખુસાલચંદ
૧ ભણસાલી ગફુર રાયચંદ
૧ પરી હાલાચંદ ઊજમચંદ
૨ પરી અંબાલાલ લેહરચંદ
૨ સા. માણકચંદ ચેલજી
૨ સા. ફોજાલાલ સુરચંદ
૨ પરી જેચંદ ગોવંદજી
૧ સા. લખમીચંદ ખેતસી
૧ સા. ગેલાચંદ ઊમેદચંદ
૧ સા. ધરમચંદ નાથાચંદ
૧ મેતા ધુડાચંદ લવજી
૧ શા. લખમીચંદ અમુલખ
૧ શા. અમુલખ લલુચંદ
૧ ચોધરી હેમરાજ મગનચંદ
૧ મેતા કચરસીંગ ચેલાચંદ
૧ મેતા રતનચંદ કચરસીંગ
૧ જવેરી ચમનલાલ જસકરણ
૧ કોઠારી લક્ષમીચંદ મેઘરાજ
૧ શા. હકમચંદ ગમાનચંદ

૧ સંગવી રામચંદ છગનચંદ
૧ સંગવી હકમચંદ લવજી
૧ શા. મનછાચંદ નાનચંદ
૧ સંગવી મનછાચંદ હેમચંદ
૧ સંગવી રાયચંદ બેચર
૧ પરી. મગનલાલ ઉત્તમચંદ
૧ જીવરાજ ડુંગરસી
૧ સાંકલચંદ દલઉચંદ

### અમદાવાદ.

૨૫ સોદાગર હેમચંદ કપુરચંદ
૧૧ સો. બાલાભાઇ સાકલચંદ
૧૧ સો. સાકરચંદ લલ્લુભાઇ
૧૦ શ્રીમાહાવિરજીન મંડળી તરફથી
શા. જેસંગભાઇ મોતીલાલ
૧૦ શા. મણીલાલ માધવલાલ
૧૦ શા. છગનલાલ નાનચંદ
૧૦ શા. ધનજીભાઈ ભાવનગરવાલા
૫ શા. ધનજીભાઇ મગનલાલ
૫ શા. શરૂપચંદ નાનચંદ
૫ શેઠ. કેશવલાલ જેચંદ
૫ જવેરી પોપટલાલ ડાહ્યાભાઇ
સોભાગ્યવતીબાઇ મુકતા
૫ શા. લલુભાઇ જેચંદ
૪ નેમચંદ નગીનદાસ
૩ શા. સોમચંદ છોટાલાલ
૩ શા. મણીલાલ બાલાભાઇ
૩ શા. અમુલખ લવજી
૩ શા. માહસુખલાલ મગનલાલ

૩ શા. મણીલાલ ઇચ્છાચંદ
૨ શા. હીરાભાઇ મુલચંદ
૨ સો. મોહનલાલ જેચંદ
૨ શા. મણીલાલ મંછારામ
૨ શા. રવચંદ છગનલાલ
૨ શા. કેશવલાલ મોતીચંદ
૨ શા. બાલાભાઇ હઠીસીંગ
૨ શ્રીજૈન હિતેચ્છુ સભા તરફથી
શા. લલુચંદ ગુલાબચંદ
૨ જવેરી હીરાલાલ લલ્લુભાઇ
૨ શા. ભાઇચંદ ડુંગરસી
૧ શા. નાથાભાઇ હઠીસંગ
૧ શા. ભુરાચંદ ગફલભાઇ
૧ શા. બાલાભાઇ બકોરદાસ
૧ શા. બાલાભાઇ રૂપચંદ
૧ શા. જેસંગભાઈ હઠીસીંગ
૧ શા. મણીલાલ મનસુખરામ
૧ શા. ડાહ્યાભાઇ છોટાલાલ
૧ શા. મગનલાલ મોહકમચંદ
૧ શા. હઠીસીંગ દલસુખ
૧ શા. બાલાભાઇ દલસુખ
૧ શા. મણીલાલ હીરાચંદ
૧ શા. મગનલાલ ઉમેદચંદ

## મુજપુર.

૧૦ શા. મોહનલાલ લલ્લુચંદ

## ખંભાત બંદર.

૨ શા. બાપુલાલ રૂપચંદ

## વાવ.

૨ શ્રી વાવ જૈનશાળા
૧ કોઠારી કેશવલાલ પાનાચંદ
૧ સા. જેચંદ શવજી
૧ શા. હુકમચંદ દેવરાજ
૧ શા. લવજી ટોકરસી
૧ શા. કેવલચંદ રામાણી
૧ શા. ચુનીલાલ સીવલાલ
૧ શા. કરસનચંદ સાકળચંદ
૧ શા. વીરચંદ જ્યાચંદ
૧ શા. કરશન લખમીચંદ
૧ શા. ભુખણ લખમીચંદ
૧ શા. સરૂપચંદ ગલાલ
૧ શા. ભાઇચંદ મોતીચંદ
૧ શા. મનજી મગનચંદ

## વારાહી.

૧૧ સા. નથુભાઇ દલીચંદ

## સુઇગામ.

૧ સા. બાદરમલ પીતાંબર
૧ સા. ત્રીભોવન નાલચંદ
૧ સા. દેવસીલાલ કસ્તુરચંદ
૧ મેતા પરશોતમ ખેતસી
૧ સંઘાણી ભાઇચંદ તલકસી

## વડાવલ.

૪ સા. જીવાચંદ ઊમેદચંદ

## મડાંણા.

૧ સા. મુલચંદ કસ્તુરચંદ

સીહોર ભાવનગર.

૧ માનચંદ તારાચંદ

કપડવંજ.

૧ આદીતલાલ મગનલાલ

મુંબાઇ.

૧૦ મારવાડી કેશરીમલકાઠે
૫ સા. છગનચંદ મનછાચંદ
૫ સા મંગલચંદ રાઅચંદ
૨ સા. લેહરચંદ નરભેરાંમ
૨ સા. પોપટલાલ ત્રીભોવનદાસ
૨ સા. નેમચદ ત્રીભોવનદાસ
૨ સા. જેસંગચંદ નાગરચંદ
૨ સા. તારાચંદ મથુરાદાસ
૧ સા. નરોતમ સાંકળચંદ
૧ સા. લેહરચંદ ભલુચંદ
૧ સા. ડાહ્યાભાઈ રતનચંદ
૧ સા. કેસરીગંદ ભાંણજી
૧ આ નાગરદાસ મુળમલ
૧ સા. કસ્તુરચંદ નાહલચંદ
૧ સા. વાડીલાલ રતનચંદ
૧ સા. મગનલાલ સીતાપચંદ
૧ સા. નાગરદાસ મનરૂપચંદ

રાજપુર.

૧૦ કોઠારી ઊગરચંદ કેવલચંદ
૫ સંગવી ખેતસી મુલચંદ
૫ સા. વેલસો તલકચંદ
૨ સા. કસ્તુરચંદ ત્રીકમજી
૨ શેઠ ચુનીલાલ સોભાગચંદ
૨ સાંડસા ભગુભાઇ સુરચંદ
૨ સા. ભેમજી રીખવદાસ
૨ સા. કસ્તુરચંદ લક્ષ્મીચંદ
૧ ડાઆંણી ઇસ્વરચંદ હાથીચંદ
૧ પરી સરૂપચંદ નથુચંદ
૧ રોકાંણી ત્રીભોવન વીરચંદ
૧ સોની કાલીદાસ મોતીચંદ
૧ રોકાંણી ખુબચંદ ટોકરસો

ધાંનેરા.

૩ મેતા મેઘરાજભાઇ મુલચંદ
૩ મેતા ટોકરભાઇ લવજી
૨ મેતા નાલચંદ માંનચંદ
૨ મેતા તલકચંદ વેલચંદ
૨ મેતા ફુલચંદ પ્રથીરાજ
૨ સા વનાચંદ જોઈતાચંદ
૨ મોદી ચુનીલાલ ભાઈચંદ
૨ મેતા ભગુતભાઈ રાયચંદ
૨ મેતા રાજકરણ વેલચંદ
૨ કોઠારી ચેલચંદ દાંનસુંગ
૨ મેતા ભાઇચંદ મલુકચંદ
૨ ચોધરી અમરચંદ જીમજી
૨ સા. ધરમચંદ હકમચંદ
૨ સા. જસકરણ ચતુરા
૨ મોરખીયા રામચંદગુલાબચંદ
૧ પરી અમરતલાલ ભાણાભાઇ
૧ મેતા રામચંદ ગુલાબચંદ
૧ મેતા પાનાચંદ કચરસીંગ
૧ ઠા. નરભેરાંમ ધનજી

૧ સા. ખુશાલદાસ દયાલચંદ
૧ મેતા હેમરાજ પરથીરાજ
૧ પારી પુનમચંદ મગનલાલ

થરાદ.

૧૦ વોહરા સવાઈચંદ તારાચંદ
૬ પરી છગનચંદ ઉજમચંદ
૪ વોહરા નારણ ધરમચંદ
૩ વોહરા જેચંદ રવજી
૩ ભણુસાલી મંછા હકમચંદ
૨ વોહરા નરસંગ બેહચર
૨ પરી સરૂપચંદ ઉજમચંદ
૨ ગાંધી સાંકળચંદ બેચરદાસ
૧ પરી નાગર સરૂપચંદ
૧ દોસી ત્રીભોવન નરસંગ
૧ સા. ત્રીભોવન ચતુર
૧ શા. માનચંદ ભાઈચંદ
૧ શા. ભુખણ ભાઈચંદ
૧ શા. અનોપચંદ ભાઈચંદ
૧ દેસાઈ બાપાલાલ માણકલાલ
૧ દોસા દીપચંદ નરશંગ
૧ વોહરા નેમજી જેચંદ
૧ વોહરા પાનાચંદ ઉમેદચંદ
૧ ભણુસાલી ઇશ્વર પ્રેમચંદ
૧ વોહરા લાલચંદ દલીચંદ

થરા.

૧ શા. નાહલચંદ ગુલાબચંદ
૧ વકીલ હીરાચંદ મગન
૧ શા. રાયચંદ પાનાચંદ
૧ શા. સાંતીવચંદ સાકલચંદ
૧ શા. પુંજાચંદ ઉગરચંદ
૧ શા. ખેમચંદ ગાંગજી
૧ શા. જીવણચંદ હેમચંદ
૧ શા. જીવણચંદ ઉગરચંદ
૧ શા. ઓતમચંદ પાનાચંદ
૧ શા. પરસોતમ નથુભાઈ
૧ વકીલ ઇચ્છારામ ભાઈચંદ
૧ સોની નાહલચંદ ઉગરચંદ
૧ શા. હેમચંદ લખમીચંદ
૧ શા. જીવાચંદ પનજીચંદ
૧ શા. પરસોતમ ગગલચંદ
૧ શા. પુંજમલ પ્રેમચંદ
૧ શા. વજેચંદ ચતુર
૧ શા ગોવનજી પાનાચંદ
૧ શા. અમથાચંદ છગનલાલ
૧ શા. રાવજી લવજી
૧ શા. સવાઈચંદ ગેલજી
૧ શા. અમથાચંદ ઉકાચંદ
૧ શા. ધરમચંદ દેવચંદ
૧ શા. નરોતમ રીખવચંદ
૧ શા. બેચરદાસ પનજી
૧ શા. સવાઈચંદ ભાણજી

# સૂચીપત્ર.

શ્રાદ્ધવિધિ પ્રકરણ ભાષાન્તર સહિત—આ જૈનનો પ્રમાણ ગ્રંથ તૈયાર થયો છે, જેમાં શ્રાવકની જન્મથી માંડીને મર્ણ પર્યંતની તમામ વિધિ વિધાન—ધર્મ અને સંસાર વ્યવહારોપયોગી સર્વ એક હજારથી વધારે બાબતો બતાવવામાં આવેલી છે. શ્રાવકને શું શું કર્તવ્ય છે અને શું શું ન કરવા યોગ્ય છે. શું કલ્પે ને શું ન કલ્પે. વિગેરે તમામ આ ગ્રંથમાં સિદ્ધાંતાદિ અનેક ગ્રંથોના આધારસહિત દર્શાવવામાં આવેલું છે. ક્રિયાકાંડનો આ પ્રતિપાદ્ય ગ્રંથ દરેક શ્રાવક ભાઇએ અવશ્ય પોતાની પાસે હમેશ રાખવા યોગ્ય છે. તેના કર્ત્તા શ્રી રત્નશેખર સૂરી મહારાજ છે. મુળ ગ્રંથ સત્તર ગાથાનો હોઇ તેના ઉપર સુમારે સાત હજાર શ્લોકની ટીકાનું આ ભાષાંતર પ્રસ્તાવિક શ્લોકો સાથે છાપવામાં આવેલું છે. કાગળ સારા જાડા, પાકું મજબુત ગીલ્ટનું પુઠું, સાડા પાંચસો પાનાના આ મોટા ગ્રંથની કીંમત રૂ ૩—૮—૦ રાખવામાં આવેલી છે, પરંતુ પ્રથમથી રાખનાર માટે રૂ ૩—૦—૦ લેવા ઠરાવેલા હોવા મુજબ બે માસ સુધી મંગાવનારને ત્રણ રૂપીએ આપવામાં આવશે.

એ વિગેરે ઘણી જાતનાં પુસ્તકો અમારે ત્યાંથી મળશે. ટપાલ ખર્ચ જુદું.

મુંબઇ—ચીમનલાલ સાંકળચંદ, શાન્તિ સુધાકર પ્રેસ—
શાંતીનાથના દેરાસર પાસે ભીંડીબજાર ઉમરખાડી પોસ્ટ.

# જાહેર ખબર.



સર્વ જૈન બંધુઓને ખબર આપવામાં આવે છે કે, આ ચોપડી જેઓ સાહેબોને જોઇતી હોય તેમણે નીચે લખેલ ઠેકાણેથી રોકડી કીંમતે અગર વેલ્યુપેબલથી મંગાવી લેવી.

ડીસા—શ્રી ડીસા જૈન મંડળીમાંથી. પરી. પુનમચંદ મગનલાલ પાસેથી.

મુંબઇ—પરી. મગનલાલ રામચંદની દુકાનેથી. ઠેકાણું-વીઠલવાડીમાં.

પાલણપુર-પરી. ખુશાલદાસ સુરચંદ ઠાદલી દરવાજેથી.

પાટણ—પરી. ખુશાલદાસ સુરચંદ ઠે૦ વખારના પાડે.

પરી. પુનમચંદ મગનલાલ પાટણ નીવાસી.

ડીસા શહેર.